# કાઠિયાવાડ ઇલ્લાકાની ભૂતળનું

# તારણ.

3030

બીજા ધોરણને વાસ્તે
વ્યાખ્યા તથા વધારા સુધારા સહિત ત્રીજી આવૃત્તિ
छपावी प्रसिद्ध करनार


शा. हरजीवन वि. पुरुषोत्तम-गोधारी
ભગવતસિંહજી વર્નાક્યુલર સ્કૂલના આસિ. માસ્તર
भावनगर.







AHMEDABAD.
Printed at the United Printing Press, by R. G.
સંવત ૧૯૪૩. સને ૧૮૮૭.


कींमत दोढ आनो.

# સુચના.

મુંબાઇ ઇલાકાની ભૂગોળનું તારણ, તથા ભૂગોળવિદ્યાનો મૂળતત્વ ભાગ ૧ લો છપાયેલ છે, પણ તેમાં કાઠિઆવાડ વિષે ઘણીજ જુજ હકીકત લખેલી છે, તેથી કરીને વધારે હકીકત જાણવામાં આવે તેવા કારણથી આ "તારણ" છપાવ્યું છે તેને માટે કેટલાએક ઉદાર દીલના આસિ. માસ્તરોએ તથા બુકસેલરોએ બનતો પ્રયાસ કરી મદદ આપીછે ને હજી પણ આપતા જાયછે તેમનો અત્યંત ઉપકાર માનવામાં આવેછે.

કોઈ સ્થળે દ્રષ્ટીદોષ કીંવા ભૂલ રહી હોય તો સુધારશે એવી આશા છે. તા. ૧-૧-૮૭

લી. તાબેદાર સેવક.
પ્રસિદ્ધ કર્તા.



## नकशानी दिशानो कोठो.



# કાઠિઆવાડ ઇલ્લાકાની
# ભૂગોળનું તારણ.

## દિશા અને ખૂણાઓ.

**દિશાઓ**—દિશાઓ ચાર છે, તેમનાં નામ પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, ને દક્ષિણ. જે દિશા તરફ સવારે સૂરજ ઉગેછે તેને પૂર્વ કે ઉગમણુ દિશા કહે છે, જે દિશા તરફ સાંઝે સૂરજ આથમેછે તેને પશ્ચિમ કે આથમણુ દિશા કહે છે, પૂર્વ દિશાભણી મોં રાખીને ઉભા રહીએ ને જેની તરફ આપણો ડાબો હાથ આવે તે ઉત્તર દિશા, અને જેની તરફ જમણો હાથ આવે તે દક્ષિણ દિશા કહેવાય.

**ખૂણાઓ**— ખૂણા ચારછે, તેનાં નામ-અગ્નિ, નૈરૂત્ય, વાયવ્ય ને ઈશાન. પૂર્વ ને દક્ષિણ દિશા વચ્ચે અગ્નિ ખૂણો દક્ષિણ ને પશ્ચિમ દિશા વચ્ચે નૈરૂત્ય ખૂણો. પશ્ચિમ ને ઉત્તર દિશા વચ્ચે વાયવ્ય ખૂણો, ઉત્તર ને પૂર્વ વચ્ચે ઈશાન ખૂણો છે.

**નકશાની દિશાઓ**—નકશાભણી મોં કરીને ઉભા રહીએ તો જમણા હાથ તરફ પૂર્વ દિશા, ડાબા હાથ તરફ પશ્ચિમ દિશા, માથા તરફ ઉત્તર દિશા ને પગ તરફ દક્ષિણ દિશા હોય છે.

## વ્યાખ્યાઓ.

૧ જમીનના જે ભાગને ત્રણ બાજુએ પાણી અને એક બાજુએ જમીન હોય તેને દ્વીપકલ્પ કહેછે.

૨ જે જમીનના ભાગને ફરતું ચારે તરફ પાણી હોય તેને બેટ કહેછે, તેથી ઉલટું સરોવર છે.

૩ જમીન ઉપર લાંબા ગએલા સમુદ્રના ફાંટાને અખાત કહેછે.

૪ ખારા પાણીના મોટા ભાગને મહાસાગર કહેછે.

૫ મહાસાગરથી જે નાનો ભાગ હોય તેને સમુદ્ર કહેછે.

૬ જમીનનો ભાગ થોડો ઉંચો હોય તેને ડુંગર કહેછે.

૭ જમીનનો ભાગ વધારે ઉંચો હોય તેને પર્વત કહેછે.

૮ જે સપાટ જમીનનો ભાગ હોય તેને મેદાન કહેછે.

૯ ચારે તરફ જમીન ને વચમાં પાણી હોય તેને સરોવર કહેછે, તેથી ઉલટો બેટ છે.

૧૦ મીઠા પાણીનો પ્રવાહ સમુદ્રમાંથી કે સરોવરમાંથી નીકળી ઢળતી જગ્યામાં થઈ સમુદ્ર કે બીજી કોઈ જગ્યાએ મળે તેને નદી કહેછે.

૧૧ સમુદ્રને મળતાં પહેલાં ભરતીનું પાણી માંહે આવે એવું જે નદીનું મૂખ પોહોળું હોય તેને ખાડી કહેછે.

૧૨ દરિઆકાંઠે જે શેહેર હોય અને ત્યાં વહાણનો માલ ચડા ઉતરી થતો હોય તેને બંદર કહેછે.

૧૩ જે ગામ પાસેથી રેલ્વે જતી હોય અને તે ઠેકાણે

લોકો તથા માલ ચડા ઉતરી થતો હોય તેને સ્ટેશન કહેછે.

૧૪ જ્યાં થોડાં ઘર હોય તેને ગામ કહેછે.

૧૫ જ્યાં મોટાં ચૂનાવાળાં ને હારબંધ ઘર ને બજાર હોય તેને શેહેર કહેછે.

૧૬ જેમાં નાનાં નાનાં ગામો તથા કસ્બા આવેલા હોય તેને તાલુકો કહેછે.

૧૭ જેમાં ઘણાં સંસ્થાન, જીલા ને મહાલ આવેલા હોય તેને પ્રાંત કહેછે.

૧૮ જે શેહેર દેશિરાજાને તાબે હોય તેને સંસ્થાન કહેછે.

૧૯ જે સંસ્થાનો પોલિટિકાલ એજંટના તાબામાં હોય તેને ઈલાકો કહેછે.

૨૦ ઈલાકાનો જે ઉપરી અમલદાર તેને પોલિટિકાલ એજંટ કહેછે.

૨૧ કોઈ પણ દેશ, ગામ, શેહેર કે જગ્યાનો નમુનો હોય તેને નકશો કહેછે.

૨૨ જે રેતીવાળી જમીનના ભાગમાં ઝાડ કે પાન કોઈ-કજ ઠેકાણે હોય તેને રણ કહેછે.

૨૩ જ્યાંથી નદી નીકળે તેને મૂળ, ને જ્યાં નદી મળે તેને મૂખ કહેછે.

## વર્ણન.

કાઠિઆવાડ—મુંબાઈ ઈલાકાની પશ્ચિમછે. તેનું મુખ્ય શેહેર રાજકોટ તેમાં પોલિટિકાલ એજંટ રહેછે.

દિશા—ઉત્તરે કચ્છનું રણ ને કચ્છી અખાત, પૂર્વે અમદાવાદ જીલો ને ખંભાતનો અખાત, દક્ષિણ ને અગ્નિ ખૂણામાં અરબી સમુદ્ર, પશ્ચિમ ને વાયવ્ય ખૂણામાં અરબી સમુદ્ર ને કચ્છી અખાત છે.

કાઠિઆવાડ દ્વીપકલ્પ છે કેમકે તેની ત્રણે તરફ પાણી છે તેનું અસલ નામ સૌરાષ્ટ્ર હતું, તેના મુખ્ય ચાર વિભાગછે અને નાના દશ પ્રાંત છે.

પોલિટિકાલ એજંટ તથા આસિ. પોલિ. ની છાવણીઓ.

| | | |
|---|---|---|
| ઝાલાવાડ | ( ઉત્તરમાં ) | વઢવાણ |
| ગોહિલવાડ | ( પૂર્વમાં ) | સોનગઢ |
| સોરઠ | ( દક્ષિણમાં ) | માણેકવાડા |
| હાલાર | ( પશ્ચિમમાં ) | રાજકોટ |

દશપ્રાંત—ઝાલાવાડ, ગોહિલવાડ, ઉંડસરવૈયા, બાબરીઆવાડ, કાઠિયાવાડ, સોરઠ, બર્ડો, હાલાર, મચ્છુકાંઠો ને ઓખામંડળ.

અખાત—કચ્છનો ને ખંભાતનો,

સમુદ્ર—અરબી સમુદ્ર.—રણ—કચ્છનું.

બેટ—દીવ, પીરંમ, શિઆળ ને સકોદર.

જાત્રાનાં ઠેકાણાં—પાલીતાણા, ગોપનાથ, ગઢડા, તુળશીશ્યામ, વારારૂપ, જુનાગઢ, પ્રભાસપટ્ટણ, સુત્રાપાડા, પ્રાગ; માધવપુર, ને દ્વારકા વગેરે.

હવા ખાવાની જગ્યા—કિસોલ, હાથબ, કુડા, ગોપનાથ

વેરાવળ ને બાલાચડી.—સરોવર—નળ.

બંદર—ભાવનગર, ઘોઘા, ગોપનાથ, મહુવા. જાફ્રાબાદ વેરાવળ, દીવ, માંગરોળ, નવુંબંદર, પોરબંદર, દ્વારકા ઇ-પેણબંદર, સલાયા જોડીઆ ને વવાણીઆ વીગેરે.

હબશીનો મુલક—જાફ્રાબાદ. ફીરંગીનો મુલક—દીવ.

ગાયકવાડી મુલક—દામનગર, કોડીનાર, અમરેલી ને ઓખામંડળ. આ બધો ભાગ હાલ ઇંગ્રેજ સરકારને આ-પેલો કહેવાય છે.

પર્વત—શેત્રુંજય, વાલાકગીર કે મોરધાર, લાંબધાર, ઓ-ટીલો, નાંદીલો, શાંણો, માંગડો, ઢાંગો, ગીર, ગીરનાર ને બરડો વગેરે.

નદીઓ—ભોગાવો લીંમડીનો ભોગાવો, મચ્છું, ઘેલો, શેત્રુંજી, ધાતરવડી, બાદર, શુકભાદર, આજી, રામાવતી ને ઊંડ વીગેરે બીજી નાની નદીઓ ઘણી છે.

ભાવનગર ગોંડલ રેલવેનાં સ્ટેશનો—ભાવનગર, ગઢેચી વરતેજ, શિહોર, સોનગઢ, સાણોસરા ધોળાજંકસેન (ભાવ-નગરથી ધોરાજી સુધીનાં) જાળીઆ, ઢસા, લાઠી, ચિતલ, કુણીધર, કુંકાવાવ, ખાખરીઆ, વાવડી, જેતપુર, જેતલ-સર, ને ધોરાજી (ધોળાથી વઢવાણ કાંપ સુધીનાં) ઉજળ-વાવ, નીંગાલું, બોટાદ, કુંડલી, રાણપુર, ચુડા, લીમડી. વઢવાણ, ને વઢવાણ કાંપ.

ટંકશાળાઓ—નવાનગર, જુનાગઢ ને પોરબંદર.

વર્ગ ચાર છે તે નીચે મુજબ.

પેહેલોવર્ગ—જુનાગઢના નવાબ બાબી મુસલમાન. નવાનગરના જામ જાડેજા રજપૂત. ભાવનગરના રાઓળ ગોહિલ રજપૂત. ધ્રાંગધ્રાના રાજ ઝાલા રજપૂત.

બીજો વર્ગ—મોરબીના ઠાકોર જાડેજા રજપૂત, વાંકાનેરના રાજ ઝાલારજપૂત, લીમડીના ઠાકોર ઝાલા રજપૂત, વઢવાણના ઠાકોર ઝાલા રજપૂત, પાલીતાણાના ઠાકોર ગોહિલ રજપૂત, જાફ્રાબાદના હબશી, હબશી મુસલમાન. ગોંડલના ઠાકોર જાડેજા રજપૂત, રાજકોટના ઠાકોર જાડેજા રજપૂત ધ્રોળના ઠાકોર જાડેજા રજપૂત.

ત્રીજોવર્ગ—સાયલાના ઠાકોર ઝાલા રજપૂત, ચુડાના ઠાકોર ઝાલા રજપૂત, લખતરના ઠાકોર ઝાલા રજપૂત, વળાના ઠાકોર ગોહિલ રજપૂત, જસદણના રાજા ખાચર કાઠી, બાટવાના બાબી બાબી મુસલમાન. પોરબંદરનારાણા જેઠવા રજપૂત.

ચોથોવર્ગ—મુળીના ઠાકોર પરમાર રજપૂત. બજાણાના મલેક, મલેક મુસલમાન. લાઠીના ઠાકોર ગોહિલ રજપૂત, તથા નાનાં સંસ્થાનો વગેરે.

પેદાશ—કાઠિઆવાડના ઘણાખરા ભાગમાં ઘણુંકરીને એક સરખી ઉપજ છે જેવી કે બાજરો, ઘઉં, જુવાર, અડદ, મગ, ચણા, કપાસ, શેરડી, તલ વીગેરે તથા ખનીજમાં પથર, લોઢું, આરસ વગેરે. મીઠું. ત્રાંબા પીતળનાં વા-

સણ, માટીઓનાં વાસણ, સાબુ, રેશમી કાપડ, મોતી, સુતરાઉ કાપડ વીગેરે. ઘણું નીપજે છે.

## (૧) ઝાલાવાડ પ્રાંત.

ઝાલો કરીને રજપૂત થઈ ગયો, તેના નામ પરથી આ પ્રાંતનું નામ ઝાલાવાડ પડ્યું. ઝુમણાં આ પ્રાંતનાં વખણાય છે.

**દિશા**—ઉત્તરે કચ્છનું રણ, પૂર્વે અમદાવાદ જીલા, દક્ષિણે કાઠિઆવાડ પ્રાંત ને પશ્ચિમે મચ્છુંકાંઠો છે.

**પર્વત**—ચોટીલો, ઠાંગો ને માંડવ. **સરોવર**—નળ.

**નદીઓ**—ભોગાવો, લીમડીનો ભોગાવો, ફુલકું, વાંસર, ઉમઈ, કંકાવટી, બ્રાંભણ ને મચ્છું વગેરે.

ભોગાવો—ચોટીલા પર્વતમાંથી નીકળી જંબુના થડમાં વહે છે તે પર થાન, શિઆણી, વઢવાણ, જંબુ ને મુળી વગેરે છે.

લીમડીનો ભોગાવો—ચોટીલા પર્વતમાંથી નીકળી વડોદ પાસે થઈ લીમડીના થડમાં વહેછે. તે પર વડોદ ને લીમડી છે.

ઉમઈ—સીથા ને સરવાળ પાસે થઈ કચ્છના રણનેમળેછે

ફુલકું—ઠાંગા પર્વતમાંથી નીકળી કચ્છના રણને મળે છે તે પર ધ્રાંગધ્રા છે.

બ્રાંભણ—ચોટીલા પર્વતમાંથી નીકળી કચ્છના રણને મળેછે, તે પર મોથક, હળવદ ને ચરાડવું છે.

મચ્છું—ચોટીલા પર્વતમાંથી નીકળી કચ્છના રણને મળેછે, તે પર વાંકાનેર, મહિકા, મોરબી ને માળીઆ છે. આ નદી મેટી નામથી ઓળખાય છે. તે પર જબરો પૂલ બાંધેલો છે.

કંકાવટી—કોઢ પાસે થઈ કચ્છના રણને મળેછે.

વાંસર--લીમડીના ભોગાવાના ફાંટામાંથી નીકળી ભોઈકા ને મોજીદડ પાસે વેહે છે.

### મુખ્ય શહેરો.

ધ્રાંગધ્રા—ફલકું નદી પર પેહેલા વર્ગનું શેહેર છે, તેમાં પથરનાં વાસણ તથા ધંટીનાં પડ થાય છે. ત્યાં સલાટ ઘણા રહેછે, રાજકર્ત્તાને રાજસાહેબ કહેછે.

હળવદ—બાંભણ નદી પર ધ્રાંગધ્રા તાબાનું શેહેર છે. તેમાં બ્રાહ્મણોની વસ્તી ઘણી છે.

ચરાડવું—બાંમણ નદીપર શેહેરછે.

વઢવાણ—બીજા વર્ગમાં ભોગાવા નદીપર રેલવે સ્ટેશન છે તેનું નામ પેહેલાં વર્ધમાનપુરી હતું. તેથી બે મેલ છેટે કાંપ છે તેમાં ઉત્તર વિભાગનો આસિ. પોલિટિકાલ રહેછે, આ શેહેરમાં સાબુ સારો બનેછે તે પરદેશ બહુ જાય છે.

*લીમડી—બીજા વર્ગમાં લીમડીના ભોગાવા નદીપર રે-

---

*ત્યાંનો રાજા હાલ વિદ્યા ને રાજ ચલાવવામાં પેહેલે નંબરે ગણાયછે.

લવે સ્ટેશનછે, તેમાં સાડલા ને સુડીઓ સારી બનેછે.

શિઆણી—ભોગાવા નદીપર લીમડી દરબારનું અસલ રાજધાનીનું શેહેરછે; તેમાં સ્વામીનારાયણના ધર્મના લોકો વધારે છે.

ભોઇકા—લીમડી તાબાનું ગામ છે, ત્યાં થાણદારની કચેરી છે.

જાંબુ—ભોગાવા નદીપરછે, તેમાં વોહોરાની વસ્તી ઘણીછે

વડોદ—લીમડી ભોગાવા નદીપર વઢવાણ ભાયાતોનું ગામ છે.

થાન—ભોગાવા નદીપર છે. તેમાં માટીનાં વાસણ સારાં બને છે.

મુળી—ભોગાવા નદીપરછે, તેમાં સ્વામીનારાયણનુ મંદિરછે. ત્યાંના રાજા પરમાર જાતના રજપૂતછે.

ચુડા—વાંસર નદીપર ત્રીજા વર્ગનું રેલવે સ્ટેશન છે. ત્યાંની જમીન ઝાડોને વધારે માફકછે.

વાંકાનેર—મચ્છું નદીપર બીજા વર્ગનું શેહેર છે, ત્યાં આગળ જડેશ્વર મહાદેવની જગ્યાછે.

સાયલા—ત્રીજા વર્ગનું શેહેરછે, તેમાં લાલા ભગતની જગ્યાછે, તેથી લોકો તેને ભગતનું ગામ કહેછે, ત્યાં મોટાં સરોવરને કાંઠે કાશિવિશ્વનાથની જગ્યાછે.

લખતર—ત્રીજા વર્ગમાં રેલવે સ્ટેશન છે, ત્યાંના રાજા કિસોલ ગામમાં હવા ખાવા જાયછે.

બજાણા—ચોથા વર્ગમાં મુસલમાની રાજધાનીનું શેહેર છે તેના રાજકર્તાને મલેક જત કહેછે. તેથી તેની આસપાસના મુલકને જતવાડ કહેછે.

પાટડી—તેમાં વડાગરૂં મીઠું પાકેછે, તે આખા મુંબાઈ ઇલાકામાં જાયછે, તેમાં કણબીનું રાજ છે. તે દેશાઈ કહેવાય છે. ને રેલવે સ્ટેશન છે.

સીથા ને સરવાલ બંને ઉમઈ નદીપર છે.

ઝીંઝુંવાડા—કચ્છના રણ પાસે છે, ત્યાં કને અગાઉ પંચાસર હતું. ભડકવા—ત્યાં મરચાં થાયછે.

નાનાં શેહેરો—એરવા, મોઢવાણા, તલસાણા, તામનીઆ, મોજીદડ, પાણશિણા, રામપરૂ, ભડકવા, મહિકા કુહાડવું ને મોથક વીગેરે ઘણાં છે.

## (૨) ગોહિલવાડ પ્રાંત.

ગોહિલ નામના રજપૂતો રેહેતા હતા, તેપરથી આ પ્રાંતનું નામ ગોહિલવાડ પડ્યું.

**દિશા**—ઉત્તરે અમદાવાદ જીલાનો ભાગ, પૂર્વે ખંભાતનો અખાત, દક્ષિણે અરબી સમુદ્ર, ને પશ્ચિમે કાઠિઆવાડ પ્રાંત છે.

**પર્વત**—શેત્રુંજય, વાલાકગીર કે મોરધાર ને લાંબધાર.

**નદીઓ**—ભાવનગરની ખાડી, શેત્રુંજી, કેરી, ઘેલો, માલણ ને ધાંતરવડી.

ભાવનગરની ખાડી—ભાવનગર પાસે થઈ ખંભાતના અખાતને મળેછે.

શેત્રુંજી—ગીર પર્વતમાંથી નીકળી ખંભાતના અખાતને મળેછે, તેપર ધારી ચોક, પાલીતાણા ને તળાજા છે.

કેરી—મહાવનના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળેછે. તેપર નીંગાળુંછે.

ઘેલો—બીજું નામ કાળુભાડ, તે મહાવનના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળેછે તેપર ગઢડા ને વળાછે.

માલણ—શેત્રુંજય પર્વતમાંથી નીકળી અરબી સમુદ્રને મળેછે, તેપર મહુવા છે.

ધાતરવડી—શેત્રુંજય પર્વતમાંથી નીકળી અરબી સમુદ્રને મળેછે, તેપર રાજુલા છે.

## મુખ્ય શેહેરો.

ભાવનગર—પેહેલા વર્ગમાં મોટું બંદર છે, હાલ ઉપજમાં વસ્તીમાં ને વેપારેમાં કાઠિઆવાડમાં સૌથી આ શેહેર ચડિઆતું ગણાયછે, રાજકર્તાને રાઓળ કહેછે. તે ઉનાળામાં "હાથબ" હવા ખાવા જાયછે, આ મોટું રેલવે [1]સ્ટેશન છે. તેમાં *ફાફડા વખણાય છે અને તેમાં હાલ

---

૧ આ રાજાએ વઢવાણ સુધી પોતાને ખરચે રેલવે બાંધી છે, તથા આગબોટ પણ કરાવી છે. * ફાફડા ચણાની દાળના થાયછે, તે ઘણા પહોળા ને મોટા રોટલા જેવડા હોયછે. ભાવનગર દરબારને મહારાણી તરફથી જી. સી. એસ. આઇનો ઇલકાબ મળ્યો છે.

જોવા લાયક સુંદર મકાનો, હાઈસ્કુલ, નિશાળો, તળાવ ને બાગો છે. એ મૈલ છેટે ગઢેચી નામે કાંપ છે, ત્યાં સાહેબ લોકના બંગલા છે, આ શેહેરનું બીજું નામ ધુતારાપટણ ને અસલ વડવા હતું.

શિહોર—બીજુ નામ શીંગપુર પેહેલાં ભાવનગરની રાજધાની આ શેહેરમાં હતી, તેમાં તાંબા પીતળનાં વાસણ, ને તમાકુ વખણાયછે, ને રેલવે સ્ટેશન છે. તેની કને રાણીઓ ડુંગર છે તેમાંથી પથર સારા નીકળે છે.

સોનગઢ—રેલવે સ્ટેશનછે, તેમાં પૂર્વ વિભાગનો આસિ. પોલિટિકાલ એજંટ રહે છે.

વળા—ત્રીજા વર્ગમાં ઘેલા નદી પર છે, ત્યાં કને આગાઉ વલભીપુર નગર હતું.

ઉમરાળા—ભાવનગર તાબાનો મહાલ છે.

ઘોઘા જંકસંન—ભાવનગર તાબે છે, ત્યાંથી રેલવેના બે ફાંટા પડે છે.

પાલીતાણા—બીજા વર્ગમાં શેત્રૂંજી નદી પર છે. ત્યાં શેત્રુંજય પર્વત છે, તેથી શ્રાવકો જાત્રા કરવા જાયછે. (આ રાજા શીહોરથી પાલીતાણા સુધી પોતાને ખરચે રેલવે બાંધવાનું કરેછે)

ગારીઆધાર—પાલીતાણા તાબાનો મહાલ છે.

તળાજા—ભાવનગર તાબાનું શેહેર શેત્રુંજી નદી પર છે ત્યાં કને પર્વત છે, તે પર શ્રાવકોનાં દેરાં છે.

ગોપનાથ—બંદર છે. ત્યાં હવા ખાવાની ને જાત્રાની જગ્યા છે. તેની કને ઝાંઝમેર કરીને ગામ છે.

મહુવા—બીજું નામ મધુમાપુરી તે માલણ નદી પર મોટું બંદરછે ત્યાં રાન બાગ જોવા લાયકછે. તેમાં નાળિએર સરગવાની શીંગો ને પાન થાય છે.

પીપાવાવ—મહુવા પાસે બંદર છે.

કુંડલા—ભાવનગર તાબાનો મહાલ છે, તેમાં લોઢાનાં વાસણ ને ધોતીઆં બનેછે, તેની પાસે સાવર ગામ છે.

લાઠી—ચોથા વર્ગમાં રેલવે સ્ટેશન છે. તેની પાસે બાબરા ગામ છે.

ગઢડા—ઘેલા નદી પર સ્વામીનારાયણનું મંદિર છે.

લીલીઆ—ભાવનગર તાબાનો માહાલ છે.

નીંગાળુ—કેરી નદી પર રેલવે સ્ટેશન છે.

બોટાદ—ભાવનગર તાબાનું રેલવે સ્ટેશન છે, તેની પાસે તુરખા ગામ છે,

દામનગર—ગાયકવાડ સરકારના તાબાનું ગામ છે.

ગોઘા ઈંગ્રેજને તાબે મોટું બંદર છે. તેની પાસે તેના તાબાનું ગામ વાલુકડ છે.

બાલનો મુલક—ભાવનગરની ઉત્તરે છે, તેમાં ઘઉં નીપજે છે,

કુડા—ગોધા પાસે હવા ખાવાની જગ્યા છે, ત્યાં સોનગઢની આસિ. પોલિટિકાલ એજંટ હવા ખાવા જાયછે.

વાલાકગીર પર્વત—રાજુલાથી તળાજા સુધી વાલાકગીરના ડુંગર ગયેલા છે.

શેત્રુંજય પર્વત—બીજું નામ સિદ્ધાચળ કે સિદ્ધગીરી છે તે પર શ્રાવકોનાં ઘણાં રળિઆમણાં દેરાં છે, તેથી હિંદુસ્તાનના બધા શ્રાવકો અહીંઆ જાત્રા કરવા આવેછે.

નાનાં શેહેરો—મીઠાવડ, માંડવા, મુગલાણ, પછે ગામ લીમડા, પરબડી, ભીમડાદ, લોલીઆણું ને ખુટવડું વગેરે.

## ઉંડ સરવૈયા પ્રાંત.

સરવૈયા રજપૂતોના નામ પરથી આ પ્રાંતનું નામ પડ્યુંછે

**દિશા**—ચારે તરફ ગોહિલવાડની હદ છે.

**નદીઓ**—બગડ તે શેત્રુંજય પર્વતમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે, તે પર દાઠા છે.

### મુખ્ય શેહેરો.

દાઠા—બગડ નદી પર છે. તેમાં સરવૈયા રજપૂતોનું રાજ છે.

ચોક—શેત્રુંજી નદી પર થાણદારની કચેરી છે.

નાંનાં શેહેરો—મોણપોર ને ગણધોળ વગેરે.

## બાબરીઆવાડ પ્રાંત.

બાબરીઆ જાતના કાઠીનું રાજ હોવાથી આ પ્રાંતનું નામ બાબરીઆવાડ પ્રાંત પડ્યું છે.

આ પ્રાંતમાં ઘીની નીપજ ઘણી છે, અને તે જાફ્રાબાદ બંદરેથી પરદેશ ઘણું જાયછે.

**દિશા**—ઉત્તરે ને પૂર્વે ગોહિલવાડ, દક્ષિણે અરબી સમુદ્ર ને પશ્ચિમે સોરઠ પ્રાંત.

**નદીઓ**—ધાતરવડી, રાયડી, રૂપેણ, ઘેળાદ્રી, રાવલ ને જોલાપરી,

ઘેળાદ્રી—અરબી સમુદ્રને મળેછે. તે પર જાફ્રાબાદછે

જોલાપરી—એ નદીની આસપાસના ભાગને જોલાપરી કાંઠો કહેછે.

**પર્વત**—નાંદીવેલો, માંગડો ને શાણો તેમાં ગુફાઓ ઘણી છે. ને ત્યાં ભીમની ચોરી જોવા લાયક છે.

**મુખ્ય શેહેરો.**

જાફ્રાબાદ—ઘેળાદ્રી નદી પર હબસી લોકોને તાબે મોટું બંદર છે.

શિઆળ—બેટ છે, તેમાં રીંગણાં સારાં થાયછે, ત્યાં એલઇઆ ડુંગરનો ખાણીઓ જોવા લાયક છે.

રાજુલા—ધાતરવડી નદી પર ભાવનગર તાબાનું ગામ છે, તેની પાસે ડુંગર છે, તેમાંથી કાળમીંઢ પથર નીકળેછે. તે ઇમારતોના બાંધ કામમાં બહુ ખપ આવે છે.

તુળશી સ્યામ—ગીર પર્વતની ઝાડીમાં જાત્રાનું ઠેકાણું છે, ત્યાં ઉના પાણીના સાત કુંડ છે.

નાનાં શેહેરો—ડુંગર, ડેડાણ ને વડાળ વગેરે.

## (૫) કાઠિઆવાડ પ્રાંત.

કાઠિ લોકોને તાબે હોવાથી આ પ્રાંતનું નામ કાઠિઆવાડ પડયું છે. તેમાં કાંબીઓ વખણાય છે.

**દિશા**—પૂર્વે અમદાવાદ જીલો ને ગોહિલવાડ, ઉત્તરે હાલાર ને ઝાલાવાડ, પશ્ચિમે સોરઠ પ્રાંત ને દક્ષિણે સોરઠ ને બાબરીઆવાડ પ્રાંત છે.

**પર્વત**—ચોટીલો, ગીર ને મદાવનનો.

**નદીઓ**—ભાદર, શુકભાદર, ગોમા, નીભણી ને શેત્રુંજી.

ભાદર—મદાવનના ડુંગરમાંથી નીકળી અરબી સમુદ્રને મળેછે, તે પર જસદણ, આટકોટ, જેતપૂર, ધોરાજી, ઉપલેટા, કુતીઆણું, ગણોદ ને નવી બંદર છે. ચોમાસામાં આ નદીમાં ઉપલેટા સુધી હોડીઓ ચાલે છે.

શુકભાદર—ચોટીલા પર્વતમાંથી નીકળી ખંભાતના અખાતને મળેછે, તે પર રાણપુર ને નાગનેશ છે.

ગોમા—ચોટીલા પર્વતમાંથી નીકળી રાણપુર પાસે શુકભાદરને મળી સંગમ થાયછે.

નીભણી—સુદામડા પાસે થઈ લીમડીના ભોગાવાને મળે છે.

### મુખ્ય શેહેરો.

અમરેલી—ગાયકવાડ સરકારને તાબે છે, તેમાં સુબો રહેછે ત્યાં સુતરાઉ પાઘડીઓ સારી બને છે.

ધારી—શેત્રંજી નદી પર ગાયકવાડ તાબાનું ગામ છે.

માણેકવાડા—તેમાં દક્ષિણ વિભાગનો આસિ. પોલિ-
ટિકાલ એજંટ રહેછે.

ચિત્તલ—જેતપુર તાબાનું ગામ છે ને રેલવે સ્ટેશન છે

બગસરા—તે ખુમાણ જાતના કાઠિને તાબે છે, તેમાં
ચોફાળ ને ખાદીનાં લુગડાં સારાં બને છે.

જેતપુર—ભાદર નદી પર રેલવે સ્ટેશન છે. તે કાઠીને
તાબે છે.

વડીઆ—ગાયકવાડ તાબાનું મોટું ગામ છે.

વસાવડ—ભાદર નદીને કાંઠે નાગર લોકનું ગામ છે.

જસદણ—ત્રીજા વર્ગમાં બાદરને કાંઠે ખાચર કાઠીનું
રાજ છે. તેના તાબામાં હીંગોળગઢ છે, તે પર ઘણા સારા
બંગલા છે, ત્યાં રાજકર્તા રહેછે.

પાળીઆદ—મોટું ગામ છે.

વીંછીઆ—આલા ખાચરને તાબે છે, ત્યાંનો કિલો પ્ર-
ખ્યાત છે, તેમાં રસાલો રહેછે.

રાણપુર—શુકભાદરને કાંઠે રેલવે સ્ટેશન છે, તે અંગ્રેજ
ને તાબે છે. (અહિંઆ બે નદીઓનો સંગમ થાય છે.)
તેમાં મસાલો ને પડોપાંદડી બને છે.

નાગનેશ—શુકભાદર કાંઠે વઢવાણ ભાયાતનું ગામ છે.

ચોટીલા—ચોટીલા પર્વત પાસે છે.

ચોટીલા પર્વત—તે પર ચામુંડા દેવની મૂર્ત્તિ છે.

પાંચાળ દેશ—ચોટીલા, ભીમોરા, ભારમબડી ને મેવા-

સાની આસપાસનો મુલક, ત્યાંના ઘોડા વખણાય છે.

નાનાં શેહેરો—મેવાસા, છનીઆર, નાગલપુર, ભડલી આણંદપુર ને નીનામા વીગેરે.

## (૬) સોરઠ પ્રાંત.

સૌરાષ્ટ્ર પરથી સોરઠ એવું નામ પડ્યું છે.

**દિશા**—ઉત્તરે હાલાર પ્રાંત, દક્ષિણે અરબી સમુદ્ર, પશ્ચિમે અરબી સમુદ્ર ને બરડો પ્રાંત, પૂર્વે કાઠિઆવાડ પ્રાંત ને બાબરીઆવાડ પ્રાંત છે.

**નદીઓ**—ભાદર, ઘુઘરી, ઓઝાત, કાંબ, હીરણ, સામન, શીંગવડો, દંગવડો, ઉબેણ, સાબળી ને ખાભવ વગેરે

ભાદર—આ નદી કાઠિઆવાડમાં સૌથી મોટી છે.

ઓઝાત—મેંદરડા પાસે થઈ માધવપુર કને ભાદરને મળે છે.

ઉબેણ—ભેસાણા આગળ થઈ ઓઝાતને મળેછે. તે પર રાણપર મંજેવડી ને વંથલી વીગેરે છે.

ખાભવ—ચોરવાડ પાસે અરબી સમુદ્રને મળે છે.

દંગવડો—વેરાવળ પાસે અરબી સમુદ્રને મળે છે.

શીંગવડો—કોડીનાર પાસે અરબી સમુદ્રને મળે છે.

કાંબ—ખાભવને મળેછે. હીરણ—પાટણ પાસે અરબી સમુદ્રને મળે છે.

ઘુઘરી—ભાદરને મળેછે. સામન—અરબી સમુદ્રને મળેછે.

**પર્વત**—ગીર ને ગીરનાર.

ગીર પર્વત—તેને કેટલાક ગર પણ કહેછે. તેમાં લાકડું થાયછે. પણ ત્યાંની હવા સારી નથી.

ગીરનાર—જુનાગઢ પાસે છે, ત પર શ્રાવકોનાં દેરાં છે તથા મુસલમાનનાં દેવળ છે, તેથી તે લોકો જાત્રા કરવા જાય છે.

બંદર—માંગરોળ, પદ્દણ ને દીવ વીગેરે.

## મુખ્ય શેહેરો.

જુનાગઢ—પેહેલા વર્ગમાં મુસલમાનની રાજધાનીનું શેહેર છે, રાજકર્ત્તાને નવાબ કહેછે, તેની પાસે ગીરનાર છે. તેથી ઘણા લોકો જાત્રા કરવા આવેછે, તેમાં જોવા લાયક ઈમારતો ને બાગ છે. તેમાં કોરીનું ચલણ છે. (જુનાગઢ દરબારે ધોરાજીથી જુનાગઢ ને વેરાવળ સુધી રેલવે પોતાને ખરચે બાંધે છે.)

બાટવા—ત્યાં બાબી મુસલમાનનું રાજ્ય છે, ને તે જુનાગઢના ભાયાત છે.

બગસરા—શેત્રુંજી નદી પર છે, તેને લોકો ગેડબગસરા કહેછે. તેમાં ચણા વખણાય છે.

કુતીઆણું—ભાદર નદી પર છે, ત્યાં ધાબળા સારા બને છે.

અમરાપુર—મોટું સંસ્થાન છે.

માળીઉં—ખાબવ નદી પરછે, તેને હાડા માળીઆ કહેછે.

માંગરોળ—મુસલમાની રાજનું મોટું બંદર છે.

ચોરવાડ—ખાભવ નદી પર આડ બંદર છે, તેમાં નાગરવેલી પાન સારાં થાય છે.

વેરાવળ—જુનાગઢ તાબાનું મોટું બંદર છે તે હવાને માટે પ્રખ્યાત છે.

પટ્ટણ—બીજું નામ પ્રભાસ પટ્ટણ કે સોમનાથ પટ્ટણ, તે જાત્રાને માટે જાણીતું છે, તેથી ઘણા લોકો જાત્રા કરવા જાયછે, અને ત્યાં લીલ પરણાવે છે.

સુત્રાપાડા—જાત્રાને માટે જાણીતું છે.

દીવ—ફીરંગીને તાબે બેટ છે, તેમાં હલવો, ફીસના દાબડા ને ચકરડા બનેછે, તેમાં સંઘેડીઆ કામ સારૂં થાયછે.

કોડીનાર—ગાયકવાડ સરકારને તાબે છે.

ઉના, દેલવાડા તેની પાસે છંદમંજરી નદી છે, આ બંને જુનાગઢના તાબામાં છે.

પ્રાગ—દેલવાડા પાસે જાત્રાનું ધામ છે.

બીલખા—જુનાગઢ પાસે જેતપુર તાબાનું ગામ તેના બાયાતોનું છે. વંથલી—તેનું બીજું નામ વામનસ્થલી નાઘેરનો મુલક—સનખડાથી માંગરોળ સુધીનો ભાગ છે.

નાનાં શેહેરો—મેંદ્રવડી, મેંદરડું, પાણીકોઠો સામતેર, સનખડા, ઘોઘલા, બાલાગામ ને મૈયારી વીગેરે.

## બર્ડો પ્રાંત.

બર્ડા પર્વત પરથી આ પ્રાંતનું નામ પડ્યું.

**દિશા**—ઉત્તરે ને પૂર્વે હાલાર ને સોરઠ, પશ્ચિમે અરબી

સમુદ્ર, દક્ષિણે સોરઠ ને અરબી સમુદ્ર.

**નદીઓ**—ભાદર ને વર્તુ.

વર્તુ—બર્ડા પર્વતમાંથી નીકળી મીઆની પાસે અરબી સમુદ્રને મળેછે. આ નદી પોરબંદરના રાણાની તથા જામ સાહેબની સરહદનો સીમાડો બતાવેછે.

**પર્વત**—બર્ડા તે લાલપુર સુધી ગએલો છે. તેમાંથી પથર નીકળે છે.

**મુખ્ય શેહેરો.**

પોરબંદર—ત્રીજા વર્ગમાં મોટું બંદર છે, ત્યાંના રાણા જેઠવા રજપૂત છે. તેનું બીજું નામ સદામાપુરી તેમાંથી ઈમારતી પથર જડેછે ને ત્યાં રાણા સાહી કોરીનું ચલણછે.

માધવપુર—તેમાં માધવરાયની મૂર્ત્તિ છે, તેથી લોકો જાત્રા કરવા જાયછે.* અહીંઆથી નવીબંદર સુધીના ભાગને ઘેડ કહેછે.

રાણાવાવ—તેની પાસે લોઢાની ખાણો છે.

નવું બંદર—ભાદર નદી પર મોટું બંદર છે.

નાનાં શેહેરો—છાઇઆ, મીઆની, કંડોરણું વગેરે.

## (૮) હાલાર પ્રાંત.

જાડેજા રજપૂતોનો હાલાજી નામે મૂળ પુરૂષ થઇ ગયો

---

* સારા ચોમાસામાં ઘેડમાં એટલું તો પાણી ભરાયછે કે ગામડાં બેટ જેવાં જણાય છે. તેમાં વથલીથી નવીબંદર સુધી હોડીઓ ચાલી શકે છે.

તે પરથી આ પ્રાંતનું નામ પડ્યું.

**દિશા**—ઉત્તરે કચ્છી રણ ને કચ્છી અખાત, પૂર્વે મચ્છું કાંઠો ને કાઠિઆવાડ પ્રાંત, દક્ષિણે સોરઠ ને બર્ડા. પશ્ચિમે ઓખામંડળ.

**નદીઓ**—રામાવતી, ઊંડ, આજી, ગોંડલી, આપા, ધી ને વર્તુ વીગેરે.

રામાવતી—બર્ડા પર્વતમાંથી નીકળી કચ્છના અખાતને મળેછે. તે પર લાલપુર, છીકારી ને નવાનગર છે.

ઊંડ—બર્ડા પર્વતમાંથી નીકળી કચ્છના અખાતને મળે છે. તે પર જોડીઆ છે.

આજી—સરધાર પાસેના ડુંગરમાંથી નીકળી કચ્છના રણને મળેછે. તે પર સરધાર રાજકોટ, ને બાલંભુ છે.

આપા ને ધી—બંને કચ્છના અખાતને મળે છે.

ગોંડલી—ગોંડલ પાસે થઈ ભાદરને મળેછે, તે ઉપર ગોંડલ છે.

## મુખ્ય શેહેરો.

નવાનગર—પેહેલા વર્ગમાં રામાવતી નદી પર છે તે જામ સાહેબે વસાવ્યું છે. રાજકર્ત્તાને જામ કહેછે તેમાં કંકુ, મોતી, ને બાંધણી વખણાયછે, તેને કેટલાક જામ નગર કે નગર કહેછે,

તેમાં જામશાહી કોરીનું ચલણ છે.

**સલાયા**—નવાનગર તાબે મોટું બંદર છે.

ખંભાળીઆ—નવાનગર તાબેછે, ત્યાં કને લોઢાની ખાણોછે.

લાલપુર ને છીકારી—રામાવતી નદી પર છે.

બાલાચડી—હવાને માટે જાણીતું છે, ત્યાં રાજકોટનો સાહેબ ઉનાળામાં હવા ખાવા જાયછે.

જોડીઆ—ઊંડ નદી પર નવાનગર તાબાનું ગામ છે.

ધુવાવ—તેમાં દાળીઆ વખણાય છે. બાલંભુ—આજી નદી પર છે.

સરધાર—આજી નદી પર રાજકોટ તાબાનું ગામ છે.

ધ્રોલ—ત્રીજા વર્ગમાં જાડેજા રજપૂતોનું મોટું ગામ છે.

ધ્રાફા—તેમાં થાણદારની કચેરી છે.

રાજકોટ—બીજા વર્ગમાં આજી નદી પર શેહેર છે તેમાં પોલિટિકાલ એજંટ રહેછે; ત્યાં રાજાઓના ઉતારા, બંગલા, રાજકુમાર (કીંગ) કોલેજ તથા ટ્રેનિંગ સ્કૂલ વીગેરે છે. આજી નદીનો પુલ ભાવનગર દરબારે બંધાવ્યો છે. તે જોવા લાયક છે. રાજકર્તાને જાડેજા કહેછે.

ગોંડલ—ગોંડલી નદીપર બીજા વર્ગનું શેહેર છે. ત્યાંના ઠાકોર જાડેજા રજપૂત છે. તેમાં ગોળ વખણાયછે. ( આ રાજાએ ધોલાથી ધોરાજી સુધી પોતાને ખરચે રેલવે બાંધી છે. )

ધોરાજી—ભાદર નદીપર ગોંડલ તાબાનું રેલવે સ્ટેશન છે. તેમાં કપાસ લોઢવાનો સંચો છે.

કાલાવાડ—તેમાં શિતળા માતાનું દેવસ્થાન છે, તેથી

શિળી નીકળેલાને ત્યાં ગીગેલગાડવા લઈ જાયછે.

ઢાંક—ગોંડલ તાબાનું ગામછે.

પડધરી—નવાનગર તાબાનું ગામછે, ત્યાં શ્રમણની વસ્તી ઘણી છે.

નાનાં શેહેરો—ભલસાણું, જોધપુર, આમરણ નેકનામ રાજપરા, આટકોટ, બાડવા, ઉપલેટું, ખીરસરૂં, કોટડા, જોધપુર, હડીઆણું, ગણોદ ને ગુહાલી તથા દડવા વીગેરે.

## (૯) મચ્છુકાંઠો.

મચ્છું નદી સોંસરી વહેવાથી નામ પડ્યું.

**દિશા**—ઉત્તરે કચ્છનું રણ, પૂર્વે ઝાલાવાડ, દક્ષિણ ને પશ્ચિમે હાલાર પ્રાંત છે.

**નદીઓ**—ઘોડાધ્રોઇ ને મચ્છું.

ઘોડાધ્રોઈ—કચ્છના રણને મળેછે, તેપર વરકુમર ને જેતપુર છે.

## મુખ્ય શેહેરો.

મોરબી—બીજા વર્ગમાં મચ્છું ને કાંઠે જાડેજા રજપુતોનું રાજછે. તેમાં કાંસાનાં વાસણ બનેછે. (આ રાજાએ વઢવાણથી મોરબી સુધી રેલવે બાંધીછે.)

માળીઉં—ચોથા વર્ગમાં મચ્છુંને કાંઠેછે. તે મીઆણાનું કહેવાયછે.

ટંકારૂં—તેના આગળ ચકમકના પથર સારા થાયછે.

વત્રાણીઆ—બંદરછે, ત્યાં આ ભોર રહેછે.

નાનાં શેહેરો—મોણપોર ને ટંકારા વીગેરે.

## (૧૦) ઓખામંડળ પ્રાંત.

ઓખાના નામપરથી પડ્યું છે.

દિશા—પૂર્વે હાલારે ને બીજી બધી બાજુએ અરબી સમુદ્ર છે.

નદીઓ—ગોમતી, બેટ—સકોદર.

### મુખ્ય શહેરો.

દ્વારકા—ગોમતી નદીપર ગાયકવાડ સરકારને તાબે છે. તેમાં રણછોડજીની મૂર્ત્તિ છે. તેથી લોકો જાત્રા કરવા જાયછે, ત્યાં જાત્રાળુ પાસેથી કર લેવાય છે. ત્યાંથી એક ગ છેટે બેટછે, ત્યાં નાહાવા જાયછે.

કચ્છીગઢ—કચ્છના રાવને તાબે છે.

આરંભડું—ત્યાં બાવા વીગેરેને હાથપર છાપ મારે છે. ત્યાંના દરિઆમાંથી શંખ, ચક્ર બહુ જડેછે.

રુપેણબંદર—તે બંદર છે. ત્યાં માલ ઉતરેછે.

નાનાં શેહેરો—પોશિતરૂં, ઓણાકી, મઢી, ગોરખમઢી, વરવાળુ ને સુરેગઢ વીગેરે.

કચ્છીગઢ સિવાય આખો ઓખામંડળ ગાયકવાડ સરકારને તાબે હતો પણ હમણાં ઇંગ્રેજ સરકારે બીજો મુલક

આપી આ પ્રાંત લઈ લીધો જણાયછે. આ ભાગમાં પેહેલાં વાઘેર રજપૂતોનું ઘણું જોર હતું. પણ હાલમાં તેઓ ઘણા નબળા પડી ગયાછે.

